# પ્રાયશ્ચિત્ત

'નોબલ પ્રાઈઝ' મેળવનાર બેલજીયમના આધ્યાત્મિક
કવિ અને નાટકકાર મોરીસ મેટરલિંકના "સિસ્ટર
બીટ્રીસ" નામક નાટકનો
મર્માનુવાદ.

અનુવાદક:
અંબાલાલ ગોવિંદલાલ દેશાઈ બી. એ.

યુગાન્તર કાર્યાલય.
કણપીઠ
સુરત.

સંવત ૧૯૮૦ ચાર આના.

अपिचेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वत्च्छान्ति निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

पाप-तापमें जलकर भी जो होता नहीं निराश ।
नहीं छोड सकता जो अपना प्रेमपूर्ण विश्वास ॥
रह शकता क्या कभी जगतमें उसका पाप कलंक ।
कैसा भी हो उसको देवी देती अपना अंक ॥

પ્રકાશક—
રતિલાલ નાનાભાઈ
યુગાન્તર કાર્યાલય કણપીઠ, સુરત.
મુદ્રણસ્થાન: અનાવિલ બંધુ પ્રી. પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.
મુદ્રક: ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.

દયાની દેવીને

સનમન

સ મ ર્પ ણ

# પ્રસ્તાવન

બેલજીયમના 'નોબલ પ્રાઇઝ' પ્રાપ્ત કરનાર વિશ્વવિખ્યાત આધ્યાત્મિક કવિ અને નાટકકાર **મોરિસ મેટરલિંક** કૃત "**સીસ્ટર બીટ્રિસ**" પરથી "**સરસ્વતિ**" ના સંપાદક શ્રીયુત **પદુમલાલ પુનાલાલ બક્ષીએ** પોતાની માતૃભાષા હિન્દીમાં "**પ્રાયશ્ચિત્ત**" રચ્યું. "**પ્રાયશ્ચિત્ત**" શબ્દાનુવાદ નથી, મર્માનુવાદ છે. "**સીસ્ટર બીટ્રિસ**" નું આખું વાતાવરણ જ તેમણે બદલી નાંખ્યું છે અને આપણા દેશ, ધર્મ અને સંસ્કૃતિને અનુકૂળ અને પોષતું વાતાવરણ ઉભું કર્યું છે. આ નાનકડું નાટક તેમના પરિશ્રમને આભારી છે. તેમના નાટકનો આ અનુવાદ છે. નાના નાટકનો હેતુ પણ નાનો છે કે પતિત પણ સહૃદયનો સાથ પ્રભુ છે. આ નાટકની વસ્તુ આપણી હિન્દુ માન્યતાને કેટલી અનુકૂળ અને પોષક છે તેનો ખ્યાલ '**સંસાર નૌકા**' ના પ્રેક્ષકને સહજ આવશે. મારા સમજવા પ્રમાણે '**પ્રાયશ્ચિત્ત**' ને આધારેજ શ્રી. **શયદાએ** તેમનું લોકપ્રિય નાટક '**સંસાર નૌકા**' રચ્યું છે.

ગુજરાતીમાં પ્રગટ કરવા શ્રી. **બક્ષીએ** ઉત્સાહપૂર્વક મને પરવાનગી આપી, તે માટે હું તેમનો અત્યંત ઋણી છું, અને સહૃદય ઉપકાર માનું છું. આ ચોપડીના પ્રકાશન અંગે શ્રમ લઈ મને મદદ કરનાર રા. રા. રતિલાલ ન્હાનાભાઇ તન્નાનો અને **યુગાન્તર** કાર્યાલયનો હું આભાર માનું છું

તા. ૨૭–૫–૨૪.
**મહુધા**

**અંબાલાલ ગોવિંદલાલ દેસાઈ.**

# યુગાન્તર ગ્રંથમાળાના ગ્રંથો:—

### વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર

### સહુને એક સરખી ઉપયોગી એક તો તમારે ત્યાં જોઇએજ

## અખૂટ જીવનદોરી

અથવા

## નૈસર્ગિક સાધનોથી સુદ્રઢ શારીરિક સંપત્તિ સાધ્ય કરવાની વિદ્યા.

સને ૧૯૧૦માં લેખકને વિ. સ્વામી શ્રીનિજબોધસ્વરૂપ જેમનું ઉપનામ પોલીગ્લોટ (Polyglot) હતું, અને યુરોપ, અમેરીકા વિગેરે સ્થળોમાં ૨૫ વર્ષ રહી ઘણી ભાષાઓ તેમજ વિદ્યાઓનો અભ્યાસ કરેલો તેમને કુદરતી ઇલાજોથી રોગો સારા કરવા સંબંધી લેખકને ઘણી સૂચનાઓ આપેલી અને રામબાણ ઔષધીઓ પણ બતાવેલી.

આજ તેર વર્ષના અનુભવ પછી તેની ઉત્તમતા વિષે ખાતરી થયા બાદ તે સર્વ બાબતો પુસ્તકાકારે બહાર પડે છે. એમાં કુદરતી ઇલાજો ઉપરાંત મુખ્ય મુખ્ય રોગોની ચિકિત્સા, નિદાન અને ઘરગથુ રામબાણ ઔષધિઓ આપેલી છે. સ્ત્રી, પુરૂષ, બાળકો સહુને ઉપયોગી થાય એવું પુસ્તક ગુજરાતીમાં આ પ્રથમજ નીકળે છે તમામ પત્રોએ ઉત્તમ અભિપ્રાય આપ્યા છે.

ગ્લેઝડ કાગળ, બસો ઉપર પાના, પાકું પુઠું છતાં કીં. માત્ર રૂા. એક.

### કેટલાક અભિપ્રાયો.

આપણા દેહને દાકતરો કે વૈદ્યોની વિષરૂપ ઔષધીઓમાંથી નિરાળો રાખીને......કઇ કઇ બિમારીઓ ઉપર કઇ કઇ વનસ્પતિઓ સુપ્રાપ્ય અને અસરકારક છે તે તમામનું સ્વાનુભવાનુસિદ્ધ વિવરણ સહુએ વાંચવા યોગ્ય છે. 'ગરીબોનો દોસ્ત' થઇ પડે એવું આ પુસ્તક છે. **સૌરાષ્ટ્ર.**

આ ઘણું ઉપયોગી પુસ્તક છે. શરીર સારૂં કેમ રહે, રોગ કેમ મટે તથા કુદરતી ઇલાજોથી આરોગ્ય કેમ જળવાય, રોગ પારખવાની

શક્તિ, તે અટકાવવાના સ્હેલા ઈલાજ બધુ એમાંથી સરલ રીતે મેળવી શકાશે. 'ગરીબના સાથી' તરીકે એ પુસ્તક સારૂ કામ લાગશે.

**સાહિત્ય.**

જેઓ હજારો રૂપીયા દવાઓ પાછળ ખર્ચી નાંખે છે અને છતાં ઘણી વેળા સંતોષ મેળવી શકતા નથી તેમને માટે કુદરતી ઉપચારો બહુ લાભદાયક થાય. કુટુંબનું આરોગ્ય જાળવી રાખવાને માટે આ પુસ્તકનો સંગ્રહ અવશ્ય કરવો જોઇએ. **ગુણસુંદરી.**

પોલીગ્લોટના નામથી જાણીતા બ્રહ્મનિષ્ઠ સ્વામી શ્રી નિજબોધ સ્વરૂપની જ પ્રસાદી હોઈ આ પુસ્તક દરેક કુટુંબમાં રાખવા લાયક છે. **સયાજી વિજય.**

# ભાવના સૃષ્ટિ

**જાણીતા ચિત્રકાર રવિશંકર રાવળના ચિત્ર સાથ.**

લેખકઃ—

**પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી** એમ. એ.

( પ્રેરિત )

ગીતાંજલિ ને ગાર્ડનર સમા

પ્રેમના, પ્રકૃતિના, પ્રભુના

દેશભક્તિ ને તત્ત્વજ્ઞાનના

ગીતો ગાતી

પાને પાને હૃદય સ્પર્શી

અતિ રસીલી ને કલાવંતી

તદ્દન નવીન શૈલીમાં લખાએલી

ભાવનાઓ

આ વિના તો રસકલાના ઉપાસકોને નહિંજ ચાલે.

**કીં. ૦–૧૦–૦**

## કેટલાક અભિપ્રાયો

"આ સંગ્રહમાના ઘણાખરા લેખ ભાવનાશીલ અને શૈલીમાં ગુણયુક્ત છે હેમાં સશય નથી."—**રા. નરસિંહરાવ ભોળાનાથ**

"ગુણો ઘણા છે. દિશા સાચી છે. ભાષા ખીલતી જાય છે. વાંચવા જેવું છે. 'I hope the book is a promise and an earnest'"—**રા. કવિ ન્હાનાલાલ દલપતરામ**

"ભાવનાઓની સૃષ્ટિનું ચિત્ર મનોહર છે. ભાષા શિષ્ટ છે."

**રા. બ. રમણભાઈ મહિપતરામ**

'ભાવનાસૃષ્ટિ'ની રસાત્મકતામાં કાવ્ય કરતાં કવિહૃદયના લક્ષ્ય અને લક્ષણો સરલ સુંદર રીતે પ્રકટી રહ્યાં છે ને તેથી એવા હરકોઈ હૃદયના રસાત્માને તો તે રસગ્રસ્ત જ બનાવશે."—**લલિતજી**

આ સંગ્રહ નવીન પ્રકારનો નામ પ્રમાણે ગુણવાળો જણાય છે. ભાવનાઓ આપણા મનમાં ઉપજાવે ને ટકાવે એવા રંગ એના લખાણના છે.—**સાહિત્ય**

મને કોઈ પુછે કે તમે કેવી ચોપડી ખરીદો અને વાંચો, તો હું કહું કે 'ભાવના સૃષ્ટિ' જેવી. સ્વપ્નાં અને કલ્પના પણ સુંદર અને સાચાં હોય છે; અને એ સૌ આમાં અનેક મળી આવે છે. **કુમાર.**

## ગીતાની ભૂમિકા

### લે. શ્રી અરવિંદ ઘોષ.

ગીતાના પહેલા અને બીજા અધ્યાય ઉપર લખેલા આ આવતી કાલના પુરૂષના અદ્વિતીય, વિદ્વત્તાપ્રચુર, પૃથક્કરણાત્મક લેખો–એમાં વિદ્યા અવિદ્યા. વૈષ્ણવી માયાનું લક્ષણ, ગીતાના પાત્ર અને અધિકારી કોણ, શ્રીકૃષ્ણનો રાજનૈતિક ઉદ્દેશ અને ફળ એવા ધાર્મિક તેમજ હાલનો કોયડો ઉકેલતા પ્રકરણો છે. તમે ગમે તે પક્ષના હો તો એ આ લેખો તમારે અવશ્ય વાંચવા જ જોઇએ.

આવતી કાલના સાહિત્ય પર અપૂર્વ પ્રકાશ પાડતું આ
અનોખું પુસ્તક

# ચન્દ્રિકા

છૂટાં છવાયાં કિરણો
આશાભર્યા યુવાનોની ઉછળતી ઊર્મિઓના અખૂટ
રસઝરણોમાંથી કંઇક

## વિવિધ લેખકોની ઉત્તમ પ્રસાદીઓ

**ચોટલી પુરાણ, જાપાનનો મીકાડો, સરસ્વતીના તીરે,** અને
એ ઉપરાંત હાસ્યરસના એ જાણીતા લેખક રા. જાગીરદાર
કેટલાક અપ્રસિદ્ધ લેખો.

**લગ્નના ઉમેદવાર, સાહિત્ય પરિષદ્, ઘોડી, એ કોણ હતી,** વગેરે
પેટ પકડીને હસાવે એવી રા. જ્યોતીન્દ્ર દવે બી. એ.ની વાનગીઓ.

**સરસ્વતીચંદ્ર**—પાત્રાલેખન તથા સરસ્વતીચન્દ્રને કુમુદની મનોદશા
પર અભ્યાસની દૃષ્ટિએ લખાયેલ. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
એમ. એનો અપૂર્વ લેખ.

**જીવનકલહ**—મોલીએરના એક અંગ્રેજી નાટકનો હિન્દુ વાતાવરણને
અનુકૂળ અચ્છો અનુવાદ.

એ ઉપરાંત પ્રો. મો. પા. દવે, રા. પ્રભાસ્કર, રા. ધનસુખલાલ
સમા જાણીતા લેખકો, શ્રી જયોત્સ્ના શુકલ, અ. સૌ. જયમનબ્હેન અને
ઈન્દુમતિ ઠાકોર સમી સ્ત્રી લેખિકાઓ તેમજ રા. ચાતક, રા. મનુ
ત્રિવેદી, રા. મનુભાઈ દેશાઇ વિગેરે ઉગતા લેખકોની વાર્તાઓ,
નિબંધો, કાવ્યો ને બીજું ઘણુંયે.

## યુગધર્મ.

ધર્મશાસ્ત્રની જેમ આજનો યુગધર્મ, યજ્ઞ, યોગની ચર્ચા તેમજ
હિંદ કેમ પાયમાલ થયું અને બીજા દેશવાસીઓએ સ્વતંત્રતા મેળવવા
પ્રથમ પગલું શું ભર્યું—એવા ઐતિહાસિક બનાવોની નોંધો ઉપરાંત
વેદના વારાથી માંડીને ગઇકાલ સુધીનો રેંટીયો અને સ્વદેશીનો
ઇતિહાસ ને રસમય ચર્ચા આમાં કરવામાં આવી છે.

" ત્હે પાપ કર્યું તો શી ફીકર તોબાહ કર
તોબાહ કર
એ પાપને એ પાપી મન હમ્મેશ માટે
દૂર કર."

—સાગર

" લાગણીથી બળે હૈયું, પોચું પ્રેમ ભીનું, ભલૂં
પ્રેમના ભેખ ધારીને ઘણું છે ઘણું એટલું."

—સાગર.

" નહિ નહિ પ્રેમમાં પાઠો દુનીયાની જુદાઇના
ખલક ખુદાથી એ પરવા, જુદા રસ્તા ખુદાઇના"

—દીનેન

# અંક પહેલો

## પ્રેમનો વિજય દિવસ.

( પવિત્ર ભાગીરથીના તટે અન્નપૂર્ણા દેવીનું એક સુંદર મંદિર આવેલું છે. મંદિરની એક બાજુ સેવિકાઓનું નિવાસસ્થાન છે, બીજી બાજુ અતિથિગૃહ છે. સામે એક વિશાળ ઉદ્યાન છે. રાત્રીનો સમય હોઇ, મંદિરમાં દિવો બળે છે અને દેવી સામું કમળા ટગર ટગર જોઇ રહી છે. મંદિરમાં સર્વત્ર શાંતિ છવાઇ છે. )

**કમળા—**

દયા કરો, દેવી ! મુજ રંક પર દયા કરો. હું જાણું છું કે હું કુપંથે પળી રહી છું. પણ હું કાંઇ નથી કહી શકતી. તે આજ આવશે. તેણે કહ્યું છે, તે આજ અવશ્ય આવશે. હું નથી કહી શકતી કે તેને હું શું કહીશ. હું નથી જાણુતી તે શું કહેશે. મારી સામું તે સદા અતૃપ્ત નયને જુએ છે. અને હું,—મને પણ કોણ જાણે શું થઇ જાય છે. તેની ભણી સ્થીર નથી જોઇ શકતી. પળવાર હું તમને ય ભૂલી જાઉં છું. કંઇક દિવસો પહેલાં હું કંઈ નહતી જાણુતી. હમણાં પણ હું કંઈ નથી જાણુતી. પણ મારૂં હૃદય કોઇક વાર ચંચળ થાય છે. કંઈ અજાણુ વેદનાથી તે પીડિત રહે છે. હું કોઇને કંઇ નથી પુછી

શકતી, કોઇને કંઇ કહી નથી શકતી. મારા અંતરની વાત માત્ર તમારા સમક્ષ હું પ્રગટ કરૂં છું. અદ્યાપિ કોઇને મેં કાંઇ નથી કહ્યું. આ વેદના હું મુંગે મ્હોંડે સહન કરૂં છું તે દુઃખ દૂર કરવાની મને અભિલાષા પણ નથી. તે દુઃખ ભાર હૃદયમાં રાખ્યે મને સુખ થાય છે. એ કેવું સુખ છે ? આ કેવી વેદના છે ?

તે કહે છે, આ પ્રેમ છે. હું સાંભળું છું કે આ પાપ છે, અનુચિત વાસના છે. પણ શું સાચે તે અનુચિત છે ? સદા હું તેનાં દર્શન ચાહું છું, તેમાં લેશ પણ સંદેહ નથી. તેનાથી મને લજ્જા થાય છે, સંકોચ થાય છે. છતાં હું અવશ્ય તેને જોવા ઇચ્છું, એ શું પ્રેમ હશે ? સાંભળું છું કે લગ્ન પછી પુરૂષ સાથે પ્રેમ કરવો અયોગ્ય નથી. તે કહેતો હતો કે મંદિરથી જતી વખતે તે મારી સાથે લગ્ન કરશે. તેનો ગુરૂ આવી સદાને માટે જન્મોજન્મને માટે અમને લગ્નની ગ્રંથીએ ગુંથશે. પણ મેં એમ સાંભળ્યું છે કે પાપમાં આકર્ષણ ઘણું છે, વિષય વાસના પ્રબળ હોય છે. તે ફંદે ફસી સ્ત્રીઓની ધર્મમાં મતિ નથી રહેતી. પુરૂષ સ્ત્રીઓને કુપંથે લઇ જવા સદા પ્રયત્ન કરે છે. પરંતુ ભગવતી ! તમે તેને જાણો છો, તે એટલો નીચ નથી. જ્યારે હું નાની હતી ત્યારે તેની સંગે ઉદ્યાનમાં ખેલવા જતી. ને ફુલ વીણી લાવતો અને હું પક્ષી પકડવાનો વિનોદ કરતી. જ્યારે સંધ્યા થતી, સૂર્યનારાયણ જળ સમાધી લેતા, પ્રકૃતિ દેવી કાંઈ છુપી ચીંતામાં નિમગ્ન

થઈ ગંભીર બનતી, વસંત નો મધુર પવન, નવ-વિક. સિત પુષ્પોનો પરિમલ લઇ કોઈની પુજા કાજે પૃથ્વીથી આકાશ સુધી ભમતો, પક્ષિગણ મધુર અસ્પષ્ટ સ્વરે કોઇને સ્તુતિ કથા કહેતાં અને જ્યારે પૃથ્વી શ્રી હીન થવાથી, લજ્જાએ નિજ અંગ અંધકારમાં છુપાવતી, ત્યારે અમે વૃક્ષ નીચે બેસી પુલમાળા ગુંથતા. ત્યારે સંશય નહુતો, સંકોચ નહતો, લજ્જા, ભય ચીંતા ન હતાં. તમારા આશ્રમે આવી હું તેને ભુલી ગઇ હતી. છતાં પણ કોઇક કોઈકવાર પ્રાર્થના સમયે અથવા હું કોઇ કારણથી ઉદાસ થતી ત્યારે બાલ્યાવસ્થાનાં સ્મરણો સ્કુરતાં, તેની સ્મૃતિ તાજી થતી. દેવી! હું એટલું જાણું છું કે તે નીચ નથી. તેનાં નયન બાળકનાં નેત્ર સમાં નિર્દોષ, કોમળ મધુર, છે. તે શું નીચ હોઈ શકે? કાલે તે આવ્યો હતો, તમને તેણે વંદન કર્યું. તમે તો તેને જોયો છે. શું તે નીચ છે?

છતાં પણ તમારી મીઠી ગોદ છોડી જવાનું મને નથી ગમતું. હું અભાગણી છું. તમારા આશ્રયથી તે મને દુર કરવા માગે છે. તે કહેતો હતો-હું તમારાથી કંઇ નહિ છુપાઉં, બધુંય કહી દઇશ-કે જો હું તેની સાથે નહિ જઉં તો તે આત્મહત્યા કરશે, મારે માટે, હું કંગાળ કાજે તે નિજ પ્રાણ હોમશે. દેવી! મેં સાંભળ્યું છે કે એવું ઘણીવાર બને છે. જો તેમ થાય તો હું શું કરૂં? હું બહુ મુઝવણમાં છું, મને કંઇ સુઝ નથી પડતી. જનની! મારા પર દયા કરો. તમે કહો, ફકત એકવાર કહો, હું નહિ જાઉં. સંસારનો સંબંધ તોડી મેં તમારો આશ્રય લીધો છે. સંસારથી સંબંધ જોડી હું તમારો આશ્રય નહિ છોડું. તમે

એકવાર કહી દો કે "તું પાપિણી છે, તું પાપ કરી રહી છું." પછી ગમે તે થાવો, હું નહિ જાઉં. તમથી હું વિખુટી નહિ થાઉં. તમારા આશ્રયમાં રહી, ચાર વર્ષ પૂર્વે મેં લીધેલું સેવા વ્રત ભંગ નહિ કરૂં. હૃદયની આ વાસનાને, આ દુર્બલતાને દુર કરીશ.

(બહાર કોઇના આવવાનો અવાજ સંભળાય છે.)

સાંભળો આ તેનો પદ-નાદ છે. તમે સાંભળો છો ? તે આવે છે, દેવી ! મને લઈ જવાને આવે છે. મને શ્રધ્ધા છે કે તમે આ દાસીને ભ્રષ્ટ નહિ થવા દો. જો આ પાપ હોય તો કહો, હું નહિ જાઉં.

(બારણા પર અવાજ થાય છે.)

હું શું કરૂં ? તે બારણે આવી પહોંચ્યો.

(ઉઠીને બારણું ઉઘાડે છે.)

(કુમારસિંહ મંદિરમાં પ્રવેશ કરે છે. તેની સાથે એક બાળક વસ્ત્ર અને આભુષણ લઈ આવે છે; ને ત્યાં મુકી ચાલ્યો જાય છે.)

કમળા—

કુમાર ! તમે એકલા નથી આવ્યા. મ્હણે વૃક્ષ નીચે ઉભું છે તે કોણ છે ?

કુમારસિંહ—

કમળા ! કંઇ ભય ન રાખો. તે તમારીજ સેવા કાજે

ઉભો છે ? હીંમત રાખો, પ્રિય ! જુઓ, તારા પણ આપણા ઐકયની વાટ જોતા ઉભા છે, આવો, આજ હું તમને મારા હ્રદય મંદિરની અધિષ્ઠાત્રી દેવી બનાવું. પણ હજી તમે ભયભીત કેમ છો ? તમારા મનમાં કંઇ વહેમ છે વારૂ ? પ્રિયે ! હવે તો મારા બાહુ-પાશમાં મેં તમને બાંધ્યા છે. એ કર-વર્તુલમાંથી તમે નહિ નિકળી શકો. હવે મંદિરની અંધારી છાયામાં તમે ન જશો. આજ સુધી પ્રેમ ત્યાં નીંદ્રા-વશ હતો. આજ તેણે પ્રિયજનનાં દુર્લભ દર્શન કર્યાં છે. આજ પ્રેમનો વિજય દિવસ છે. આજે પ્રેમે આપણું ભવિષ્ય નક્કી કરી દીધું છે. આપણો ભાગ્ય-ભાનુ આજ ઉગે છે. કમળા ! હું તમને આજ પ્રથમ વાર નિહાળું છું. તમારી સપીપ આવી તમને સ્પર્શી પાવન થાઉં છું.

(કમળાને હ્રદયે ચાંપે છે)

### કમળા—

કુમાર ! મને સ્પર્શ ના કરો, મારાથી વેગળા રહો. શું તમે આવીજ પ્રતિજ્ઞા કરી હતી ?

### કુમારસિંહ—

એ પ્રેમની પ્રતિજ્ઞા ન હતી. પ્રેમીજનો પ્રેમ-ઉપાસનામાં આડે આવે તેવી પ્રતિજ્ઞા કદિ ન કરી શકે. સાચું પૂછો તો પ્રેમીને પ્રતિજ્ઞા કરવાનો અધિકાર નથી. જેણે પોતાનું સર્વસ્વ અન્યને અર્પણ કર્યું, તે શા આધારે, શા

અધિકારે, પ્રતિજ્ઞા કરી શકે ? પળે પળે પ્રેમીજન દાન કરે છે. દાનમાં સર્વસ્વ દઈ દે છે. જો પ્રથમ મેં તેવી પ્રતિજ્ઞા કરી નાંખી તો હવે અવશ્ય તેનું પ્રાયશ્ચિત કરીશ. (કમળાના હોઠ ચુંમે છે.) પણ હવે વિલંબ શા માટે કરો છો? હમણાં રાત્રી પુરી થશે. જુઓ, આકાશ શુભ્ર થવા માંડયું છે, મારો અશ્વ પણ જવાને માટે ઉત્સુક થઇ ડોલે છે. જુઓ, અહીં ઉતરવાની નીસરણી છે, હવે એકજ પગથીયું નીચે ઉતરવા બાકી છે.

( એટલામાં કમળાને મુર્છિત થતી જુએ છે. )

વ્હાલી ! આ શું ? તમે મને ઉત્તર કેમ દેતા નથી ? તમે શ્વાસ પણ નથી લેતાં શું ? તમારૂં શરીર આટલું શિથિલ કેમ થાય છે ? કમળા ! ધીરજ રાખો, પ્રિયાને છાજતું સાહસ ખેડી આગળ વધો. એમ ન થાય કે પ્રભાત તેના રંગીન તેજથી આપણા સુખ–પંથનાં દ્વાર ભીડી દે, ચાલો, વિલંબ ના કરો.

### કમળા—

કુમાર, મને જવા દો, હું નહિ આવું.

### કુમારસિંહઃ—

હૃદયેશ્વરી, પ્રાણપ્રિયે ! તમે બેભાન દીસો છો. તમારૂં મુખ જુઓ કેટલું ઝાંખું પડી ગયું છે. આ તમારૂં અવગુંઠન તમારો શ્વાસ રોકી તમને કષ્ટ આપે છે.

(કમળાનું અવગુંઠન ધીમે રહી કાઢી લે છે. પણ કાઢતાં કુમારનો હાથ વેણી પર પડવાથી, બંધન છૂટી જાય છે અને બેશુદ્ધ પડેલી કમળાના મુખ પર નિજ કેશ-કલાપ પથરાઇ રહે છે.)

### કમળા—

(ભાનમાં આવતાં)

આ શું છે ? કુમાર, તમે આ શું કર્યું ? મારા મ્હોંડા પર આ શું છે ?

### કુમારસિંહ—

કમળા ! તમારી મોહક ઝુલ્ફોએજ તમને જાગૃત કર્યાં જુઓને. તમે તમારાજ સૌન્દર્યમાં ઢંકાયાં છો. તમને કદિ ય ખબર નહિ હશે, હું ય આજે જ તમારૂં આવું લાવણ્ય જોઉં છું. હું સમજતો હતો કે મેં તમને નિહાળ્યાં છે. પણ હું આજ તમને ખરેખર જોઉં છું. પ્રિયે, આજ સુધી તમે મારી સ્વપ્ન-પ્રતિમા હતાં, આજ હું તમને મંદિરનાં કૃત્રિમ બંધનથી છુટા કરૂં છું.

(કમળાનાં મંદિરનાં પરિધાન કાઢી તેને નવાં વસ્ત્ર અને આભુષણોથી અલંકૃત કરે છે)

### કમળા—

કુમાર તમે આ શું કરો છો ? હાય તમે શું કર્યું ? (દેવીની તરફ જોઇને) દેવી ! હું કંઇ નથી કરી શકતી. હું પરવશ છું. તમે મને ત્યાગી દેશો તો હું કોને પ્રાર્થના કરીશ ?

## કુમારસિંહ—

કમળા ! આ પ્રાર્થના પેલાં વસ્ત્રોમાં ઉચિત સ્થળે હતી. તમે તમારાં સુંદર આભરણો પ્રતિ દૃષ્ટિ કરો, જાણે આજથી તમારૂં નવીન જીવન શરૂ થયું. હવે તમે આ મંદિરનાં પરિચારિકા નથી. હવે તો તમે મારાં હૃદયનાં દેવી છો.

## કમળા—

( પોતાનાં મંદિરનાં વસ્ત્રો હાથમાં લઇને )

દેવી ! હવે હું કાંઈ નથી કહી શકતી, હવે પ્રાર્થના કરવા પણ હું યોગ્ય નથી. હું હવે રોઉં છું, માત્ર રડીનેજ શાંતિ મેળવી શકીશ. હું ન હતી જાણતી કે હું તેને આટલે સુધી ચાહું છું ? હું ન હતી જાણતી કે તમારા પર મારો આટલો પ્રેમ છે. લોકો તમને દયાવતી કહે છે. તમે સર્વના મન મનોરથ પુરણ કરો છો. દેવી ! મારી પણ પ્રાર્થના સ્વીકારો, મારી નમ્ર યાચના સાંભળો. મને કંઇક કહો, કોઇ રીતે બતાવો કે હું પાપ કરૂં છું. ભગવતિ અન્નપૂર્ણા ! સકળ સંસાર પર તમારી રહેમ નજર વીસ્તરી છે, મારા પર શું તમે દયા નહિ કરો ? બધા તો તમને કરૂણામયી કહે છે.

## કુમારસિંહઃ—

તેમાં શું શક છે ? દેવી કરૂણામયી ખચિતજ છે. તેના

સામું જુઓ. તેના વદન કમળ પર માત્ર દયા જ દિસે છે. તિરસ્કાર ક્રોધ કે લજ્જા લેશ માત્ર નથી દીસતી. ભગવતી અન્નપુર્ણા સ્વર્ગની દેવી છે. જ્યાં કેવળ પ્રેમનું રાજ્ય છે. હું એમ જોઉં છું કે દેવી તમારા તરફ પ્રેમ–ભીની દૃષ્ટિએ જુએ છે. તેના મુખ પર સ્મિત ફરકે છે જાણે તમારા સ્નેહ આંસુની તેમાં ઝાંખી થઈ. કમળા ! તમે જાણો છો કે દેવીના અને તમારા મુખારવિન્દમાં કેટલું સાદૃશ્ય છે ! મને તો લગારે ય ફરક નથી જણાતો. મારે તો તમેજ દેવીરૂપ છો. હું સાચું કહું છું કે જો કદી દેવીનાં વસ્ત્ર પહેરી તમે સિંહાસન પર બેસો તો લોકો તમારી પૂજા કરવા માંડશે.

**કમળા—**

( દેવીના સામું જોઇને )

મારી સખીએ પણ એક વાર મને એમજ કહ્યું હતું.

**કુમારસિંહઃ—**

પણ તેમાં આશ્ચર્ય જેવું છે શું ? દેવી તમારી માતા છે અને તમે તેમનાં પુત્રી છો. જુઓ. દેવી તમારા નવજીવનના કલ્યાણ માટે તમને આશિર્વાદ આપી રહ્યાં છે. ( શંખ–નાદ થાય છે ) કમળા, સાંભળો, આ શાનો શંખ–નાદ થાય છે ?

**કમળા—**

રાત્રીનો છેલ્લો પહોર વીત્યો તેની સુચનાનો તે નાદ છે.

## કુમારસિંહ—

પ્રભાત થવા આવી છે. ઉષાનું આછું અજવાળું પેલી આરીઓમાંથી ડોકીયાં કરે છે.

## કમળા—

તે બારણાં હું પ્રભાત પહેલાં ખોલી દેતી હતી, જેથી માતાજી જયારે પરિચારિકાઓ સાથે અહીં આવે ત્યારે પ્રાતઃકાલનો શીતળ પવન, શાંતિ દાયક પ્રકાશ અને પક્ષિઓનો મધુર કલરવ, તેને આવકાર આપે. પ્રાર્થનાનો સમય થયો એમ જાહેર કરવા હું આ ઘંટ વગાડતી હતી. આ ભિક્ષા પાત્રમાંથી હું ગરિબોને અન્ન અને વસ્ત્ર આપતી હતી. એ લોક હવે આવશે. તેમને આવવાનો વખત થવા આવ્યો છે. પણ આજ હું નહિ હોઇશ. અત્રે આવી તેઓ મને નહિ જુએ, ત્યારે શું કહેશે. મારે બદલે કોઇ અન્ય સેવિકા કામ કરશે. તે પીડિત જનોને ભિક્ષાદાનનું સદભાગ્ય કોઇ અન્ય દાસીને સાંપડશે.

## કુમારસિંહ—

કમળા ! હવે ઉતાવળ કરો. હવે વાર લગાડવામાં સાર નથી. થોડી વારમાં સેવિકાઓ આવી પહોંચશે- ત્યારે હમે કેવી રીતે જઇ શકીશું. આપણા ભવિષ્યનો સુખ–પંથ સદાને માટે બંધ થઇ જશે. સાંભળો, કદાચ આ તેમનાજ પગલાંનો અવાજ છે.

કમળા—

હા, તેઓજ આવતાં લાગે છે. મારી બેન પરિચારિકાઓ આવે છે, તેમનો મારા પર કેટલો વિશ્વાસ હતો, કેટલો પ્રેમ હતો ! તેઓ મને મહા પવિત્ર સમજે છે. મારી સેવામાં તેમને અઢલક શ્રદ્ધા છે. પણ આજે તેઓ જાણશે. જાણતાંજ તેમને તિરસ્કાર આવશે. મારા પર જેટલો તેમનો પ્રેમ હતો, તેટલીજ હવે ઘૃણા થશે. કલંક ટીલડી હું માથે ચોંટાડતી જઇશ. માત્ર મારાં આ વસ્ત્ર અને અવગુંઠન આ પવિત્ર મંદિરમાં શેષ તરિકે રહેશે.

(ઓચીંતુ તેને કંઇંક સાંભરી આવે છે અને જમીન પર પડેલાં વસ્ત્ર અને અવગુંઠન લઈ દેવીના ચરણ કમળ પાસે મુકે છે.)

મારી પવિત્ર બ્હેનો એમ ન સમજે કે મેં, તેમણે મને પ્રેમ ભાવથી દીધેલાં અને જેથી મને સદા શાન્તિ મળતી હતી, તે પરિધાનનો અનાદર કર્યો. દેવી ! વસ્ત્ર હું તમને સોપું છું. મારો કાર્યભાર પણ તમને સોંપું છું. હવે હું મંદિરમાં પ્રવેશ નહિ કરી શકું. ઉદ્યાનમાંથી પુષ્પ વીણી તમારી પુજા કરવા ફુલમાળા નહિ ગુંથી શકું. દુઃખ પડતાં પણ મારા હૃદયની વાત કહેવા તમ સમીપે નહિ આવું. શું મને શાંતિ મળશે ? મારૂં ભવિષ્ય તમે જાણો છો, હું કંઇ નથી જાણતી. જે ભાવિનું નિર્માણ હશે, તે અવશ્ય થશે. લલાટે લખ્યા લેખ મિથ્યા નહિ થાય. હવે હું જાઉં છું, સદાને માટે જાઉં છું, અહીં લખ્યું છે કે જો કોઈ મંદિરની આજ્ઞાનો ભંગ કરે તો તેને કદી ક્ષમા નથી

મળતી, તેના ભણી કોઈ નેહની નજરે નથી જોતું, તેના પાપનું પ્રાયશ્ચિત્ત જ નથી. દેવી! કહો, હજી પણ કંઇક કહો. તમારી ઇચ્છા વિરૂદ્ધ, હરગીઝ હું નહિ જાઉં. હું તમને અસંભવિત કે અસાધારણ વિનંતી નથી કરતી. તમે કોઇ પણ રીતે, કોઇ ચિન્હથી પણ તમારી ઈચ્છા મને જણાવો. ગમે તેવી નજીવી નિશાની હશે તોપણ હું નહિ જાઉં. તમારા મુખારવિન્દ પર પડતી આ દીપક છાયા જો જરા ખસે તો હું સમજીશ કે તમારી અનુમતિ નથી. હું પછી કદી નહિ જાઉં. તમારા આશ્રયથી, તમારી છાયાથી કદી વિમુખ નહિ થાઉં. આ મારી છેવટની પ્રાર્થના છે. ભગવતિ! મારા ભણી દ્રષ્ટી કરો, હું તમારી પ્રતિ જોઈ રહી છું, તમારા ચિન્હની વાટ જોઇ રહું છું.

(અચળ દ્રષ્ટિથી દેવીની પ્રતિમા સામું થોડીવાર જોઈ રહે છે.)

હાય! તમે તો શાંત છોઃ—

## કુમારસિંહ—

કમલા! દેવી તમને જવાની રજા દઇ રહ્યાં છે, ચાલો.

કમળા—હા, ચાલો.

(કુમારસિંહ કમળાનો હાથ પકડી પ્રભાતના આગમનથી મ્હાલતા સંસારમાં જાય છે. મદિરમાં થોડીવાર શૂન્યકાર માલમ પડે છે. પછી અકસ્માત ઘંટ વાગવા માંડે છે.)

# અંક બીજો.

## સહૃદયનો સાથ.

( ધીમે ધીમે ઘંટનાદ બંધ થાય છે. મંદિરમાં ફરી નિસ્તબ્ધ શાંતિ પથરાય છે. પછી દેવીની પ્રતિમામાં અલૌકિક જાગૃતિ આવી જાય છે જાણે આજ સુધી તે કોઈ ગૂઢ ચિંતામાં નિમગ્ન હતી. પછી મૂર્તિ સિંહાસન પરથી નીચે ઉતરી, નિજ ચરણ પાસે કમળાએ મુકેલા વસ્ત્ર અને અવગુંઠન લઇ કાશાય વસ્ત્ર અને રત્નાલંકારથી સજેલા પોતાના દેહારવિંદ પર પહેરી લે છે. પછી કોકિલ સ્વરે ગીત આલાપે છે અને ગાતી ગાતી ભિક્ષા પાત્ર લઇ મંદિરનાં બૃહદ્ દ્વાર પર આવે છે.)

**દેવી—**

( ગાય છે )

પાપ તાપથી બળે પરંતુ થાય નહિ નિરાશ
ત્યજે નહિ જે કોઇ દિવસ નિજ પ્રેમ પૂર્ણ વિશ્વાસ
ભકત તાણું શું આ દુનિયામાં ટકશે પાપ-કલંક ?
ગમે તેમ હોય પણ તેને લેતી મારે અંક.—૧

રોગ થકી પીડિત હોય તો કરતી હું ઉપચાર
ડુબે કદી સંસાર સાગરે, હું કરતી ઉદ્ધાર,
પંથ કદી નિજ ભૂલી જાય તો, હું દેતી સંગાથ
કરૂણ દૃષ્ટિએ મને દ્રવિત કરે છે સદા અનાથ—૨

આંસુ ભીનાં નેત્રે જે જન દેતા પ્રાણનું દાન
તેની ભકિત શ્રદ્ધા કેરૂં હું રાખું છું માન
જેની ભાવ ભરી સેવામાં લેશ નહિ વિકાર
જોઇ નિશ્ચલ પ્રેમ તેહનો લેતી તેનો ભાર.—૩

( એટલામાં દ્વાર પર અવાજ થાય છે. દેવી તરત દ્વાર ઉઘાડે છે અને એક અનાથ બાળા મલિન વસ્ત્રોમાં આવે છે. દેવીને જોઇને તે દ્વાર પાછળ સંતાઈ જાય છે અને વિસ્મિત થઈ દેવીની ભણી જોઈ રહે છે. )

આવ, સુધા, ઉદ્યાનમાં આવ, સંતાઇને શીદ ઉભી છું?

સુધા—

તમારા વસ્ત્રોમાં આજ શો પ્રકાશ છે ?

દેવી—

ઉષા ઉગે ત્યારે સર્વત્ર પ્રકાશ હોય છે.

સુધા—

તમારા મંજુલ નયનોમાં આ જવહળતી જ્યોતિ શાની છે ?

દેવી—

જે લોકો પ્રેમ પૂર્વક પ્રાર્થના કરે છે તેમના નેત્રોમાં જ્યોતિ હોય છે.

સુધા—

તમારા કરકમળમાં આજ આ પ્રભા કેવી છે?

દેવી—

જે લોકો દરિદ્રોને ભિક્ષાદાન દે છે તેમના હાથમાં પ્રભા ઝળકે છે.

સુધા—

હું એકલી આવું છું.

દેવી—

આપણા દરિદ્ર બંધુગણ ક્યાં છે?

સુધા—

તેઓ અહીં આવવાનું સાહસ નથી કરતા. તેમણે કાંઇક વિપરીત સાંભળ્યું છે, જેથી તેમને અહીં આવતાં ભય રહે છે.

દેવી—

તેમણે શું સાંભળ્યું છે?

સુધા—

સાંભળ્યું છે કે કુમારસિંહની સંગાથે કમળા નાસી ગઈ. જે દરિદ્રોને ભિક્ષા દાન દેતી હતી તે કમળા આજ નથી.

દેવી—

શું હું કમળા જેવી નથી લાગતી?

સુધા—

તેમનામાંથી કોઇએ કમળાને જોઈ હતી અને તે પણ તેની સાથે કંઇ બોલતી હતી.

દેવી—

કેવળ પ્રભુએ કંઇ નથી જોયું, ને નથી સાંભળ્યું. (સુધાને ગોદમાં લઇને) સુધા! આજ તને હું અંકમાં લઈ શકું છું. આ અબોધ શિશુ મને પિછાનશે પણ કોઇને કહેશે નહિ. (તેના નેત્ર સામું જોઇને) જીવાત્માની પવિત્રતાનો આભાસ આથી થાય છે, સ્વર્ગમાં અપ્રતિમ સૌન્દર્ય છે, પણ ત્યાં અશ્રુજળ નથી. સુધા! તું રૂએ છે? બસ, પુત્રી, બસ, લગાર જો તો ખરી આપણા ગરીબજનો ક્યાં છે. તેમને જઇને કહે કે હું તેમની વાટ જોઉં છું. હવે વાર ના કરશો, પ્રાર્થનાનો સમય થયો છે.

સુધા—

(માર્ગ ભણી જોઇને)

જુઓ, તે લોક આવે છે.

[દરિદ્ર, રોગી, અશક્ત, ભિક્ષુકોનું દળ પ્રવેશ કરે છે. તેમાં કેટલીક સ્ત્રીઓ પણ છે. કમળા સામે ઉભી છે. જોઇને તેઓ આશ્ચર્ય, ભય અને સંકોચ સાથે આગળ વધે છે. સર્વ દ્વાર પાસે આવી ઉભા રહે છે અને દેવી પ્રતિ સ્થિર દૃષ્ટિએ જુએ છે.]

**દેવી—**

(ભિક્ષાપાત્ર લઇને)

તમને શું થયું છે? તમે લોક કેમ થંભી ગયા છો! ઉતાવળ કરો. સૂર્યોદય થઈ ગયો છે, પ્રાર્થનાનો સમય થવા આવ્યો. થોડી વારમાં મારી બ્હેનો આવી પહોંચશે ત્યારે દ્વાર બંધ થશે અને ભિક્ષા દાન નહિ થાય. આવો બધા આગળ.

**એક ભિક્ષુક—**

(આગળ આવી)

માતાજી! આજ અમને ભ્રમ થયો. અમે—

**દેવીઃ—**

(તેને એક વસ્ત્ર આપી)

પ્રકાશ પડવાથી ભ્રમ દૂર થશે.

**બીજો ભિક્ષુક—**

(આગળ આવી)

રાત્રીના અંધકારમાં હમે લોકોએ એક માઠું સ્વપ્ન જોયું.

**દેવી—**

(તેને પણ વસ્ત્ર આપી)

રાત્રી પુરી થતાં તિમિર દૂર થશે. બંધુગણ! આવો, આપણે કોઈ પ્રકારનો કુભાવ ન રાખતાં બધાને ક્ષમા કરી દઇએ.

એક સ્ત્રી—

બ્હેન, મારી માતાને કાજે વસ્ત્ર આપો.

બીજી સ્ત્રી—

મને અન્ન આપો.

ત્રીજી સ્ત્રી—

હું મારા પુત્રને માટે પ્રાર્થના કરૂં છું. મને આશિષ આપો.

(ગરીબોનું ટોળું ભિક્ષા લેવા દેવીની આસપાસ વીંટળાય છે. દેવી તેમને અમૂલ્ય વસ્ત્ર, અલંકાર, ફળફુલ ઇત્યાદિનું દાન કરે છે. આજે દેવીના ભિક્ષા–પાત્રમાં કાંઈ મણા નથી. આજ કશાનો અભાવ નથી. દરેકની ઇચ્છાનુસાર, તેને મળે છે. દરિદ્રોનો લાંબા કાળનો મનોરથ પૂર્ણ થાય છે. આજ તેમના આનંદનો પાર નથી. કોઇ પોતાનાં અમુલ્ય વસ્ત્ર જોઈ ચકિત થાય છે તો કોઇ પોતાનાં અમૂલ્ય આભરણ જોઈ દાંતમાં આંગળીઓ ઘાલે છે. આજ તેમનો ધન્ય દિવસ છે. તેમના રોગ, શોક, ચીંતા, ભય, સંદેહ આજ વિદાય થાય છે. બધા એક સાથે હર્ષના પોકાર કરે છે.)

દરિદ્રોનું ટોળું—

ભગવતિ અન્નપૂર્ણાની જય, કરૂણામય દેવીની જય, કમળાની જય.

દેવી—

આવો, બંધુગણ, આવો, આજ પ્રેમનો ઉત્સવ છે. આજ પ્રેમનો વિજય દિવસ છે. પ્રેમ જેનો વિસ્તાર નથી. આજ

બધા એક બીજા પ્રત્યે પ્રેમ રાખતા થાઓ. તિરસ્કાર વૃત્તિને તિલાંજલિ આપો. ખોડ ખાંપણ ન જુઓ. પાપની કાળાશને પ્રેમના આંસુથી ધોઇ નાંખો, જીવનમાં સુખ અને દુઃખ સરખાં માનો, ઇર્ષા અને દ્વેષ ત્યજી દો. નીચાને હૃદયે ચાંપો, તેમને પ્રેમથી ભેટો.

( એટલામાં શંખનાદ થાય છે. ભિક્ષાપાત્રમાંથી સર્વ કાંઇ અપાયું છે. દેવી દુઃખી દળને રજા આપે છે. પછી દ્વાર બંધ કરે છે. પ્રાર્થના કાળનો ઘંટ વાગે છે. અને માતાજી અધિકારિણી સેવિકાઓ સાથ પ્રવેશ કરે છે. )

**માતાજી—**

( દેવી સામું જોઇને )

બ્હેન કમળા, આજ તેં પ્રાર્થના કાળનો ઘંટ નિયમસર નથી વગાડયો. માટે તારે ત્રણ દિવસ અપવાશ કરવો પડશે.

**દેવી—**

( નીચું મુખ કરી )

માતાજીની ઇચ્છાનુસાર હું કરીશ.

( માતાજી આગળ સિંહાસન પાસે જઇ દેવીને પ્રણામ કરવા જાય છે. ત્યાં તો તેને ખબર પડે છે કે સિંહાસન ખાલી છે. દેવીની પ્રતિમા તેમાં નથી. પરિચારીકાઓ પણ ભયથી સ્તબ્ધ થઈ જાય છે. થોડીવાર સુધી બધા શાંત રહે છે. પછી દરેકના મનમાં જેમ આવે તેમ કહે છે. )

**પરિચારિકા ગણ—**

દેવી નથી હાય !

ભગવતી આપણને ત્યજી ચાલ્યાં ગયાં.
હવે આપણે કેમ રહીશું ?
મંદિર અપવિત્ર થયું.
આ કોના પાપનું પરિણામ છે ?
આ આપણું હતભાગ્ય સ્તો.
અરે આ કેવી ઘટના છે ?

(દેવી પણ આગળ આવી સિંહાસન ભણી જ્યાં તેમની પ્રતિમા હતી ત્યાં સ્થિર દ્રષ્ટિ રાખી જુએ છે. તે વખતે દેવીનું મુખ અત્યંત શાંત માલમ પડે છે.)

**માતાજી—**

હું સમજું છું, કમળા! અત્યારે તને ઘણું દુઃખ થતું હશે. દેવીની પ્રતિમાની રક્ષા તારે શીરે હતી. પણ બ્હેન, કાંઇ ફિકર ન કરીશ. કંઇ નહિ. દેવીનીજ એવી ઇચ્છા હોય તો આપણે લોકો શું કરવાનાં? પણ મારે તને કંઇ પુછવું છે, તેં કશું દીઠું છે? જો કંઇ જોયું હોય તો કહી દે.

(દેવી નિરૂત્તર રહે છે.)

મને ઉત્તર આપ. તું કેમ કાંઇ બોલતી નથી. તને થયું છે શું? મને પણ તારામાં આજ કંઇ વિચિત્રતા માલમ પડે છે. કોઇક કોઈકવાર તારા મુખ પર ઓર પ્રભા વિલસે છે. અને આ શું છે? આજ તારાં વસ્ત્રો કેવાં છે? અમારાં વસ્ત્ર આવાં નથી. મને કાંઈ ભ્રમ તો નથી થયો? તને જોઇને અત્યારે કોઇ ના કહે કે તું કમળા છું. તારા વસ્ત્ર

થકી આજ કેવી છાયા નિકળે છે ? (દેવીના પરિધાનને સ્પર્શે છે.) આ શું ? આને સ્પર્શ કરતાં વાર મારા હાથમાં કંઈક કંઈક થાય છે.

(દેવીનો હાથ ઉપાડી જુએ છે તો સુવર્ણનું કંકણ પહેરેલું દેખાય છે.)

કમળા ! આ તો દેવીનું કંકણ છે ?

(ક્રોધના આવેશમાં દેવીનું પરિધાન કાઢી નાંખે છે અને દેવીના અલંકાર, દેવીનું કાશાય વસ્ત્ર સુદ્ધાં તેણે પહેરેલું જોઈ, માતાજીના આશ્ચર્ય અને ક્રોધનો પાર રહેતો નથી. ભય, લજ્જા અને તિરસ્કારથી માતાજી તથા પરિચારિકાગણ કંઈકવાર સુધી નિસ્તબ્ધ થઇ જાય છે. પરસ્પર એક બીજા સામું જુએ છે. પછી માતાજી નિજ હૃદયના પ્રબળ આવેગને રોકી સહસા શાંતિનો ભંગ કરે છે.)

## માતાજી—

ભગવતી, અન્નપૂર્ણે ! આ શું ? આ કોપ શો ?

## સેવિકાગણ—

કમળાએ દેવીની પ્રતિમા નષ્ટ કરી દીધી.

એની મતિ ભ્રષ્ટ થઈ લાગે છે.

અલંકારના લોભે તેણે આમ કર્યું.

તેની આવી નીચ બુદ્ધિ કેમ થઇ હશે ?

આ તેનો મદ છે.

તે કંઇ બોલતીએ નથી.

હવે આપણે અહીં રહેવું ઠીક નથી. તેની સાથે રહેવાથી તેના દુષ્કૃત્યોનું ફળ આપણે ભોગવવું પડશે. દેવી

તેને અવશ્ય દંડશે. મને એમ લાગે છે કે દેવીની પ્રચંડ ક્રોધાગ્નિમાં આપણે ય ભસ્મ થઇ જઇશું. ચાલો આપણે જતાં રહીએ.

(બધી સેવિકાઓ ભયભીત થઈ નાસવા જાય છે પણ માતાજી સર્વને ધીરજ આપી રોકે છે.)

### માતાજી—

ના જશો, આ પવિત્ર મંદિર છોડી કોઇ ના જશો. ભય અંગેનું સંહસ આપણે કાજે અનુચિત છે. શું પાપથી ડરી જઇ આપણે આપણું સ્થાન ત્યાગીએ? ભાગ્યમાં લખ્યું હશે તે અવશ્ય થશે. માટે આવો, આપણે ભેગાં મળી પ્રાર્થના કરીએ જેથી દેવીનો ક્રોધ શાંત થાય.

### કામિની—

માતાજી! હું વીનવું છું કે આપ અત્રે ન રહેશો.

### ભામિની—

આપણે સ્વામીજીની પાસે જવું જોઈએ.

### દામિની—

હા! તે કાંઈક ઉપાય બતાવશે.

### માતાજી—

હા, બ્હેન તમારી સુચના બરાબર છે. ચાલો આપણે સ્વામીજીની પાસે જઇએ. આને (કમળાને એટલે દેવીને)

પણ સાથે લઇ જઇએ. પછી સ્વામીજીની આજ્ઞાનુસાર કરીશું. જોઇએ ભાગ્યમાં શું લખ્યું છે.

કામિની—

(દેવીની પાસે જઈ)

દુષ્ટા ! તેં આવું અધર્મ કામ કેમ કર્યું ?

ભામિની—

(દેવીની પાસે જઈ)

તને લગારે ય બ્હીક ન લાગી ?

દામિની—

(દેવીની પાસે જઇ)

હું તને ધીકકારૂં છું.

સુકેશી—

હાય, બ્હેન કમળા ! ત્હારાથી આવું શીદ થયું !

(દેવી તેના ભણી સ્નેહાળ દ્રષ્ટિથી જુએ છે.)

કામિની—

(સુકેશીને) એ તારી ભણી જોઇ રહી છે. તું તેના સામું ના જોઈશ. તેને જોવામાં ય પાપ છે. આ તો તારી બ્હેનપણી હતીને ?

સુકેશી—

(નિશ્વાસ નાંખીને)

હા, અને હજી પણ મારી સખીજ છે.

કામિની—

(આશ્ચર્યથી)

શું હજીય તારો તેના પર સ્નેહ છે?

સુકેશી—

કેમ કહું સ્નેહ નથી.

કામિની—

બ્હેન! મને તો તેના પાપ માટે ધિક્કાર છુટે છે. પણ તારો સ્નેહ દેખી તેના પર મને દયા આવે છે. પણ બ્હેન! તેણે આવું કર્યું કેમ?

સુકેશી—

બ્હેન, ભગવતીની માયા કોણ સમજી શકે તેમ છે. નહિ તો ક્યાં મારી સુશીલ ધર્મપરાયણ બ્હેન અને ક્યાં આ દુષ્કર્મ!

દામિની—

(ભામિનીને) સખી! મને તો પ્રથમથીજ તેના ચારિત્ર્ય વિષે સંદેહ હતો.

ભામિની—

શાથી? તેં મને તો પહેલાં કંઇ વાતજ કરી નથી.

દામિની—

બ્હેન, શી રીતે કહું ? એ તો માત્ર મનનો સંશય હતો. પણ આજ તે સાચો પડયો એટલે કહું છું. તમે નથી સમજતાં ? જેનું ચરિત્ર ચોખ્ખું હોય તેને આવી પાપ-બુદ્ધિ સંભવે ?

ભામિની—

પણ તને શી રીતે શક પડયો હતો ?

દામિની—

એ એકાંતમાં કોઇકવાર કુમારસિંહને મળતી હતી.

ભામિની—

છટ, એ પાપ-કથા ના કરીશ.

દામિની—

મેં જાતે એક વખત જોયું હતું ત્યારે તે કુમારને કેહતી હતી કે "મારા પર દયા કરો. શું તમે મારા જીવનમાં શાંતિ જોવા નથી ઇચ્છતા ? "

ભામિની—

ગમે તેમ હોય બ્હેન ! પણ હું તેને આવી કલુષિત ન હતી જાણતી, પણ કોણ કોને જાણે છે ? હોઇ શકે કે જેને આપણે પાપિણી સમજીએ તે દેવી હોય.

( સ્વામીજી ચીંતાયુક્ત ઉતાવળે આવે છે. )

**માતાજી—**

ભગવન્ન ! હું શું કહું. અત્યારે અમને કેટલી વેદના થાય છે. આપ કાંઇ ઉપાય બતાવી શકશો.—

**સ્વામીજી—**

વત્સે ! પ્રાર્થના કરો, કમળાના પાપ માટે દેવીને હાથ જોડી પ્રાર્થના કરો. પણ મારે કમળાને સ્હેજ પુછવું છે. ( દેવીની ભણી જોઇ ) કમળા ! મારી સામું જો, મને ઉત્તર આપ.

( દેવી નીચું મુખ રાખી પૃથ્વી સામું જુએ છે. )

**કમળા—**

હું તને દેવીના નામથી આજ્ઞા કરૂં છું મને ઉત્તર આપ.

( દેવી છતાં પણ શાંત રહે છે. )

કમળા, મારી નહિ, તું દેવીની આજ્ઞા ઉથાપે છે. તને ખબર છે દેવીના ક્રોધાગ્નિમાં કેટલો તાપ છે ? હું કહું છું કે જો તું મારી સામું નહિ જુએ તો તેના ક્રોધાગ્નિમાં ભસ્મ થઈ જઇશ.

**માતાજી—**

એ કંઇજ નથી સાંભળતી.

**કામિની—**

એને સાંભળવાની ઇચ્છા નથી, તથાય નથી.

**ભામિની—**

તેને કોઇ જાતનો ડર જ કયાં છે ?

**દામિની—**

નિર્લજ્જ થઈ, હવે તે નિર્ભય થઈ ગઇ છે.

**સ્વામીજી—**

હવે મને લગારે ય સંશય નથી. હું સમજ્યો એને શા ઉપર આટલો ગર્વ છે. જ્યારે પાપ પ્રબળ થાય છે. ત્યારે એક પ્રકારનો અહંકાર જામે છે. જેથી નતો માણસને ભય રહે છે કે આશંકા. ત્યારે મનુષ્ય ઉન્મત્ત થાય છે. કમળાને પણ તેમજ થયું છે.

(માતાજી પ્રતિ જોઇને)

વત્સે ! હું કમળા તમને સોંપું છું. તમે તેને કારાગારમાં લઇ જાઓ, જ્યાં કૃતઘ્નિઓને શિક્ષા અપાય છે. પળવાર નિર્દય થઈ તેનો અહંકાર ઉતારો. હું હવે જાઉં છું, તમે પણ તેને લઇ જાઓ.

( દેવીની દાસીઓ દેવીને લઇ જાય છે. માત્ર સુકેશી નથી જતી. તે રડતી આંખે એકવાર કમળા સામુ જોઈ, ઉદ્યાનમાં જાય છે. બધાં કારાગારમાં પ્રવેશ કરે છે. કારાગ્રહનો આજ સુધીનો ઘોર અંધકાર, આ લોકોનો પ્રવેશ થતાંજ સંતાઈ જઈ સર્વત્ર પ્રકાશને સ્થાન આપે છે. પછી એક વિચિત્ર સંગીત સંભળાય છે. જાણે કોઇ કરૂણ સ્વરે દેવી અન્નપૂર્ણાની સ્તુતિ કરે છે. એમ લાગે છે કે કોઇ ગાન્ધર્વ સ્વર્ગ લોકમાંથી આવી સંસારના કલ્યાણ અર્થે દેવીની આરાધના કરે છે. આવો મધુર સ્વર, આવું સોહમ્ સંગીત, આ મર્ત્ય લોકની ભુમિમાં

ક્યાંથી સંભળાય? ધીમે ધીમે સ્વર તીવ્ર થઈ સઘળા મંદિરના વાતાવરણને ગજાવી મુકે છે. તેમાં દુઃખનો આભાસ નથી. એક એક સુર નવિન ઉત્સાહ પ્રેરે છે, જાણે મૃત્યુ લોકની દુર્બળતા વિદારી, નવિન શક્તિનો સંચાર કરવા ચાહે છે. અંતે સ્વર અત્યંત તીવ્ર થાય છે. એને તેમાંથી જાણે એક ધીમી જ્વાળા પ્રગટે છે, જે કોઈ નથી સહી શકતું. બધાં ગભરાઇ જઇ દેવીને ચારે તરફથી ઘેરી લે છે. પછી ગીત બંધ થઇ જાય છે. મર્ત્ય સંસારનાં પાપનો નાશ કરી જ્વાળા શાંત પડે છે. પળવાર પછી એક નુતન ગીત શરૂ થાય છે. તેમાં અનેક સુર સંભળાય છે. બધાં સ્થીર થઇ સાંભળે છે. થોડીવારમાં તે સ્વર પણ વાયુ મંડળમાં સમાઈ જાય છે. પછી ઓચીંતી દેવી ઉપર પુષ્પની વૃષ્ટિ થવા માંડે છે. પળમાં કારાગ્રહ ફુલોથી ઉભરાય છે. કંઇકવાર સુધી બધા ભયભીત ઉભાં રહે છે. પણ અંતે તેમના હૃદયનાં દ્વાર ઉઘડી જાય છે અને બધાં આનંદમાં મગ્ન થઇ મ્હાલે છે. દેવીને લઇ બધાં બહાર આવે છે. ઉપર પુષ્પ વૃષ્ટિ થયાજ કરે છે. સઘળાં દેવીને વંદન કરે છે. પછી પરસ્પર એક બીજાને ભેટે છે. તેમનો તિરસ્કાર અદૃશ્ય થાય છે અને બધાં હર્ષનાં પોકાર કરે છે.)

## પરિચારિકાગણ—

અવશ્ય કમળા પવિત્ર છે.

તેના પવિત્ર દેહમાં દેવી ખુદ નિવાસ કરી રહી છે.

એના પુનિત દેહ થકી એક તેજપુર્ણ આભાસ પ્રગટી રહી છે.

મંદિરનો અંધકાર દુર થઈ ગયો.

કમળાએ આપણને અલૌકિક પ્રેમ-પાઠ આપ્યા. આપણામાં દિવ્ય જાગૃતિ આવી.

**માતાજી—**

આવો, આપણે આપણી ધૃષ્ટતા માટે કમળાની ક્ષમા યાચીએ.

**દામિની—**

હાય, મેં તેના પવિત્ર આચરણ માટે શંકા જાહેર કરી હતી.

**ભામિની—**

મુંઇ હું, હું તેને પાપિણી સમજતી હતી.

**કામિની—**

ચાલો આપણે કમળાની જય બોલાવીએ.

**માતાજી—**

આવો, આવો, સર્વને ક્ષમા મળશે. આજ પ્રેમનો વિજય-દિવસ છે.

( એટલામાં દ્વાર પર અવાજ થાય છે. દેવી જે અત્યાર સુધી સ્તબ્ધ જેવી થઇ ગઈ હતી, તે ચેતનમય થાય છે. તે તરતજ દોડી જઈ દ્વાર ઉઘાડે છે. ત્રણ દરિદ્રો દાખલ થાય છે. દેવી તેમનું સન્માન કરે છે. અને પછી જાણે કંઈજ થયું નથી તેમ નિયમીત રીતે કમળાનું સઘળું કામ અદા કરે છે. )

# અંક ત્રીજો.

## પ્રાયશ્ચિત

( અન્નપૂર્ણા દેવીના મંદિરનો દેખાવ પ્રથમ અંકમાં જેવો હતો તેવોજ દ્રષ્ટિગોચર થાય છે. દેવીની પ્રતિમા સિંહાસન પર બીરાજેલી છે. કમળાનાં અવગુંઠન અને વસ્ત્ર દેવીના ચરણો પાસે પડયાં છે. દેવી વસ્ત્ર, આભુષણ આદિથી અલંકૃત છે. મંદિરનું દ્વાર ખુલ્લું છે. પ્રદીપ બળે છે. ભિક્ષાપાત્ર ગરિબોને દાન દેવાનાં અન્ન અને વસ્ત્રોથી ભરેલું છે. કુમારસિંહ સાથે કમળા ગઈ ત્યારે મંદિરમાં જે સ્થિતિ હતી, તેવીજ અત્યારે છે. શિશિરનો પ્રાતઃકાળ હોઈ શીતળ સમીર મંદમંદ લ્હેરાય છે. પ્રાર્થના કાળનો ઘંટ વાગે છે. પણ વગાડનાર કોઈ નથી. થોડીવારમાં મદિરમાં નિસ્તબ્ધ શાંતિ પથરાય છે. આવે સમયે કમળા પ્રવેશ કરે છે. તેના અંગ ઉપર મેલાં ફાટેલાં લુગડાં છે. તેના વાળ ધોળાં થઇ ગયાં છે, શરીર શિથિલ પડી ગયું છે. તેની આંખોમાં તેજ નથી કે મુખપર કાંતિ યે નથી. તેના હૃદયદ્રાવક દેખાવપરથી એમ જણાય છે કે તેની જીવન જ્યોત ધુળમાં મળી ગઈ છે. તેની મલિન મુદ્રામાં સહજ પ્રકાશ દેખાય છે. તે પળ ઉભી રહી, કંઇક શંકા કંઇક ભયથી આગળ વધે છે. ભયભીત મૃગલીની પેઠે ચકીત નેત્રે ચારે બાજુ જુએ છે. પછી મંદિર જન-શૂન્ય ભાળી ગુપચુપ આગળ

આવે છે. પણ જ્યારે તેની દૃષ્ટિ દેવીની મુર્તિ ઉપર પડે છે ત્યારે તો તેના મુખથી–હૃદયથી વેદનાની હાય નીકળે છે. તેની હાયમાં કોણ કહી શકે, દુઃખ, આશા કે હર્ષનો કેટલો અંશ છે. તરત દોડીને દેવીના ચરણોમાં ઢળી પડે છે.)

કમળા—

દેવી હું આવી છું. ભલે મને પીલી નાંખો પણ તમારાથી દુર ના કરશો. સંસારમાં મારૂં હવે કોઇ નથી, માત્ર તમેજ છો. તમે મારો ત્યાગ ના કરશો. મને આશા હતી કે એકવાર હું તમને ખુબ નીહાળી લઇશ. પણ આજ નેત્રોમાં એટલી શકિત છતાં, તમારી કરૂણામુર્તિ હું નથી જોઇ શકતી. તમને નમન કરવા, તમારો ચરણ સ્પર્શ કરવા, મારો હાથ લંબાવવા ઈચ્છુ છું પણ હાથ શિથિલ થઇ ગયા છે, નથી વધતા. હું પ્રાર્થના કરવાનું ય ભુલી ગઇ છું. તમને કંઇ નથી કહી શકતી. રડીને પણ મારા હૃદયની વેદના પ્રગટ નથી કરી શકતી. હવે આંખોમાં આસુ નથી. કદાચ તમારી દાસીને તમે નહિ ઓળખો એટલે મારૂં નામ કહું છું. ભગવતિ ! જુઓ આ તમારી દીન અભાગિણી દાસી કમળાની કેવી દશા છે. એ તેના પાપનું ફળ છે. એ પાપ જેને મનુષ્ય સુખ માને છે, જે સેવવા સદા તરફડીયાં મારે છે. તમારો એ આશ્રય ત્યાગી સંસારમાં પ્રવેશ કર્યાને મને આજ વીશ વર્ષ થયાં ત્યારથી મને લગારે ય ચેન નથી, જરાય શાંતિ નથી. હવે હું આવી છું. મારૂં માન, હૃદય અને કલંકિત દેહ લઇ આવી છું. હું જાણું છું કે તમારા મંદિરમાં હવે મારે માટે એકે ય સ્થાન

નથી. તે લોકોએ અવશ્ય મારી પાપ–કથા સાંભળી હશે. તેઓ હવે મને અહીં નહિ રહેવા દે પણ હું અંહી રહેવા કાજે સ્થાન નથી માગતી. હું આજ મરવા માટે આવી છું. મારા જીવનની સંધ્યા સમયે એકવાર તમારાં દર્શને આવી છું. તમારા ચરણ સમીપે મારો પ્રાણ પાથરવા આવી છું. પણ આ મારી અભિલાષા અસંભવિત છે. જ્યાં સુધી તમને ખબર નથી ત્યાં સુધી તમારી સમીપે હું ઉભી રહી શકીશ. જાણતાંજ તેઓ મને પલવાર અહીં નહિ ઉભી રહેવા દે. તરતજ મંદિરની બહાર કાઢી મુકશે. હું તેમને તિરસ્કાર કરવા યોગ્ય છું. સંસાર મને ધીકકારે છે, તેઓ કેમ ન ધીકકારે ? પાપી ઉપર માત્ર તમારીજ દયા–દષ્ટિ હોય અને મને વિશ્વાસ છે, બધું જાણ્યા છતાં ય તમે મારા પર અવશ્ય દયા કરશો.

( આસપાસ નજર ફેરવીને )

પણ હું એકલી કેમ છું ? મંદિર શૂન્ય કેમ છે ? મારી જગ્યાએ કઇ દાસી કામ કરે છે ? તે કયાં છે ? દીપક બળે છે. પ્રાર્થના કાળનો ઘંટ વાગી ગયો. સુર્યોદય થઈ ગયો છતાં કેમ કોઇ પરિચારિકા હજી નથી જણાતી ?

(એટલામાં સિંહાસન નીચે તેનાં વસ્ત્ર અને અવગુંઠન પડેલાં જુએ છે.)

આ શું છે ? મારી દૃષ્ટિ એટલી મેલી થઇ ગઇ છે હું કશુંય નથી ઓળખી શકતી. આ તો મારૂંજ વસ્ત્ર છે, મારૂં અવગુંઠન યે, જે વીસ વર્ષ પહેલાં હું અહીં છોડી ગઈ હતી.

( વસ્ત્ર અને અવગુંઠન ઉપાડી પહેરી લે છે. )

દેવી ! ક્ષમા કરો, તમારા મંદિરના આ પવિત્ર પરિ-

ધાનને મારા કલંકીત દેહના સ્પર્શે આજ હું પતિત કરી રહી છું. મારાં આ ચીંથરાંથી પુરૂં શરીર નથી ઢંકાતું, અને બીજું આ ઠંડી ઋતુ છે. એટલે મારી ઇચ્છા હું નથી રોકી શકતી. દેવી! શું તમે–કારણ કે હું તમને સોંપી ગઇ હતી–આ પરિધાનને આજ સુધી મારે માટે સંઘરી રાખ્યાં ? શું તમેજ હવે મને તે બક્ષો છો ?

( બહાર કોઇના આવવાનો અવાજ સંભળાય છે. )

આ કોનો પદ–શબ્દ છે ? એમ લાગે છે કે મારી બહેનો, પરિચારિકાઓ આવે છે. હવે હું અત્રે નહિ થોભી શકું. હાય, દેવી ! દયા કરો.

( જવા ઉઠતાંજ મુર્છીત થઇ પડી જાય છે. થોડીવારમાં માતાજી અધિકારિણી પરિચારિકાઓ સાથે પ્રવેશ કરે છે. અચાનક તેમની દૃષ્ટિ કમળાના બેભાન શરીર પર પડે છે. તરતજ સઘળાં દોડી તેની આસપાસ વીંટાઇ જાય છે )

**માતાજી—**

( કમળાના શરીરને સ્પર્શ કરી. )

એમ લાગે છે કે કમળાએ દેહ–ત્યાગ કર્યો, અરે પ્રભુ !

**કામિની—**

ભગવતિએ પ્રાણ અર્પેલો, હવે તે લઇ ગયાં.

**ભામિની—**

દેવલોકથી વિમાન આવ્યું અને અપ્સરાઓ સંગાથ તે સ્વર્ગે સીધાવી.

સુકેશી—

( કમળાને ગોદમાં લઇ. )

ના, ના, જુઓ, તે જીવે છે, તે શ્વાસ લે છે.

માતાજી—

પણ તેનું મુખારવિંદ કેટલું કાંતિ–હીન દેખાય છે, તે કેટલી દુર્બલ થઈ ગઇ છે?

દામિની—

એકજ રાતમાં તેની આ દશા થઇ ગઈ.

કામિની—

કાલે તેને ખુબ કષ્ટ પડયું હશે, તેથી તેનું શરીર આટલું ક્ષીણ થઇ ગયું.

સુકેશી—

કાલે તેને લગારે ય કળ ન હતી, તે વાત તો તદન સાચી છે. મને ખબર છે, તે રડતી પણ હતી. મેં તેને પુછયું પણ કંઇ તેણે ઉત્તર ન દીધો. ત્યારે મેં કહ્યું, હું તારૂં બધું કામકાજ કરીશ, તું જરા આરામ લે. પણ તેણે મારી વાત ના સાંભળી. કહેવા લાગી કે આજ હું એક પુણ્યાત્માની વાટ જોઉં છું. એમ લાગે છે કાલે આખી રાત તે ઝંપી નથી.

માતાજી—

કાલે તે કોઇ પવિત્રાત્માની પ્રતીક્ષા કરતી હતી, તે કોણ હશે?

( એટલામાં તેમની દૃષ્ટિ સિંહાસન ભણી પડે છે. ત્યાં આસન પર દેવી અન્નપૂર્ણાની મુર્તિ જોઈ, હર્ષમાં બુમ પાડે છે. બધી સેવિ-

કાઓ પણ ત્યાં નજર કરે છે. દેવીનાં દર્શન આજ ઘણે વર્ષે થવાથી સર્વના આનંદનો પાર રહેતો નથી.

કામિની—

જુઓ, જુઓ, દેવી પધારી, તેના અંગ પર સઘળા અલંકાર છે.

ભામિના—

તેના વદનથી કેટલું આધુર્ય ઝરે છે, નેત્રોમાં કેટલુ ઓજસ છે.

દામિની—

એમ જણાય છે કે બહેન કમળાનીજ ઉગ્ર પ્રાર્થનાથી દેવી મર્ત્યલોકમાં પુનઃ પધાર્યાં.

સુકેશી—

( ભયથી )

જુઓ, જુઓ, કમળા ભણી, તેને શું થાય છે ?

કામિની—

( કમળાની પાસે આવી )

કમળા ! આવા પુણ્યદિવસે, જે તેંજ અમને અપાવ્યો છે, તું અમને છોડી સીધાવી જઇશ ?

ભામિની—

કમળા ! તારા સામું ભગવતિ પ્રેમપૂર્ણ નેત્રે જુએ છે.

દામિની—

કમળા ! અમારા અપરાધો બક્ષ્યા વિના જઇશ ના. (સ્વગત) હાય, ત્યારે હું કેટલી દુષ્ટ બની ગઈ હતી, જ્યારે મેં તેના પવિત્ર આચરણ વિષે સંદેહ કર્યો.

સુકેશી—

અરેરે, એતો કંઈજ નથી સાંભળતી. હવે હું શું કરીશ.

કામિની—

તેને પથારી પર સુવાડો, અહીં તેને દુઃખ થતું હશે.

માતાજી—

ના, એને દેવીના પદ-કમળ સમીપ જ સુવા દો. દેવી ખુદ તેની રક્ષા કરશે. પણ આ કાશાય વસ્ત્ર બિછાવો. તે પવિત્ર છે. અન્ય વસ્ત્ર બિછાવાથી તેના પવિત્ર દેહને સંકોચ થશે.

( કૌશેય વસ્ત્રની પથારી બનાવી, કમળાને દેવીની સમક્ષ સુવાડે છે. )

માતાજી—

તેનું આ વસ્ત્ર અને અવગુંઠન પણ કાઢી નાંખો, તેથી તેનો શ્વાસ રૂંધાય છે.

( સુકેશી તેમ કરે છે. અને સર્વને કમળાના શરીર પર મેલું અને ફાટેલું વસ્ત્ર જોઇ આશ્ચર્ય થાય છે. )

કામિની—

માતાજી ! તમે શું કોઈ દિવસ પણ તેને આવી મેલી ફાટેલી સાડી પહેરેલી જોઇ છે ?

ભામિની—

અને બ્હેન ! એના પગ ઉપર કાદવ કેટલો છે ?

દામિની—

મને ખબર નહિ, એના વાળ પણ આટલા ધોળા હશે.

માતાજી—

આપણે કંઇજ નથી સમજી શકતાં. માનવ મતિ મુંઝાય તેવી આ લીલા છે. નક્કી, આ કોઇ તપસ્વીની છે, સાધ્વી બ્રહ્મચારિણી છે. તે કોઇ કઠોર તપસ્યા કરી રહી હશે.

સુકેશી—

( હર્ષથી )

એને કળ વળી જણાય છે. જુઓ, તે આંખો ઉઘાડે છે.

( ધીમે ધીમે કમળા ચેતનમાં આવી ચારે બાજુ જુએ છે. )

કમળા—

( જાણે કાંઈ સ્વપ્ન જોતી હોય તેમ. )

મારૂં બાળક, હાય જ્યારે ભુખે ટળવળી તે જગત જીત્યું...............તમે બધા હસો છો શું ?

માતાજી—

અમે હસતાં નથી. તને શુદ્ધિમાં આવતી જોઈ અમારો આનંદ માતો નથી.

કમળા—

મને મૂર્છા આવી હતી શું ? (કંઈક સંભારીને) હા, હવે મને યાદ આવ્યું. અત્યંત દુઃખ વેઠી હું આ મંદિરમાં આવી છું. મારી ભણી ભયથી ન જુઓ; હું હવે દુષણ સહ અત્રે નહિ રહું. થોડી વારમાંજ આ મારૂં કલંકિત જીવન સમાપ્ત થશે. પછી તમારી ઇચ્છા મુજબ કરજો. કોઇ નહિ જાણે. અને જો તમને ભય હોય કે કોઈ જાણશે તો હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું કોઈને નહિ કહું. તમે જેમ આજ્ઞા કરશો. તેમજ હું વર્તીશ. કારણ કે તે દુષ્ટોએ મારા

જીવનમાં, મારા આત્મામાં પવિત્રતાનો છાંટો સરખો યે નથી રહેવા દીધો. હું જાણું છું કે મને એવી રજા કદી પણ નહિ અપાય જેથી હું તમારી સામે, આ પવિત્ર તીર્થમાં મારો પ્રાણ ત્યાગ કરૂં. છતાં પણ મુજ પતિત પર તમે મહાઉપકાર કર્યો કે મને, મારા આ દુષિત દેહને દેવીના ચરણ સમીપે પડી રહેવા દીધો, મને મંદિર બહાર ન કાઢી પણ જો તમે એમ ઇચ્છો અને દેવીની પણ એવી ઇચ્છા હોય તો કૃપા કરી મંદિરથી બહુ આઘે મને ન કાઢશો. પણ આ શું? તમે લોકોએ આ પવિત્ર વસ્ત્ર પર મને શાને રાખી છે? આ તો મારા શરીરના સ્પર્શથી કલુષિત થઈ ગયું. તમે કશુંય કેમ નથી બોલતાં? તમને સ્હેજ પણ ક્રોધ નથી. જોઉં છું કે તમારા નેત્રો આંસુ-ભીનાં છે. હું સમજું છું કે તમે બધાં હજી મને નથી ઓળખી શકયાં.

માતાજી—

(કમળાના મસ્તક પર હાથ ફેરવી.)

પણ અમે સહુ તને સારી પેઠે ઓળખીયે છીએ. નિર્વિવાદ માનીયે છીએ કે તું એક પવિત્ર આત્મા છું.

કમળા—

મને અડકો નહિ, હું દુરાચારિણી છું, ભ્રષ્ટ છું.

કામિની—

(ચરણ સ્પર્શ કરીને.)

હું તારા ચરણ સ્પર્શી પવિત્ર થાઉં છું.

કમળા—

તું આ શું કરે છે? તને ખબર નહિ હોય મેં કેટલાં પાપ કર્યાં છે તે.

ભામિની—

પતિત પાવની દેવી! તું સ્વર્ગથી આવી છું હુંય તને વંદન કરૂં છું.

કમળા—

તમને શું થયું છે? તમે શું બોલો છો! હું કાંઇ નથી સમજતી. (સુકેશી ભણી જોઈને) તું મારી બ્હેન સુકેશી શું?

સુકેશી—

હા, બ્હેન કમળા!, હું તેજ સુકેશી જેના પર તારો અથાગ પ્રેમ હતો.

કમળા—

સુકેશી! તને યાદ હશે, આજ વીસ વર્ષ પૂર્વે મેં તને કહ્યું હતું કે હું સુખી નથી.

સુકેશી—

હા, તેને બીજેજ દહાડે ભગવતિ નિજ કાર્ય ભાર તને સોંપી ગઇ.

કમળા—

તમારી વાતોમાં કૌતક છે. મને ઘણું આશ્ચર્ય થાય છે. હું કંઇ નથી સમજતી. મારી સ્મરણશકિત નિર્માલ્ય થઇ ગઈ છે. જાણે હું સ્વપ્નાવસ્થામાં છું. ના, ના, પણ

આ સમણું નથી, તમે બધાં ભુલ ખાઓ છો, મને હજી નથી ઓળખી શકયાં. જુઓ હું પાપિણી કમળા છું.

માતાજી--

પણ અમે સર્વ જાણીએ છીએ કે તું કમળા, તપસ્વિની સદાચારિણી, પુણ્યશીલા છું.

કમળા--

માતાજી! તમે પણ આમ બોલો છો? મને યાદ છે, તમને તો પુણ્ય પાપનો બહું વિચાર હતો, હું ભાન ભુલી છું અથવા તમે સહુ મારો પરિહાસ કરવા ભેગાં થયાં છો. પણ હું જોઉ છું તમે બધાં ગંભીર છો. ત્યાં જુઓ બ્હેન કામિની ઉભા છે.

કામિની—

હા, બ્હેન, હું કામિનીજ છું.

કમળા—

અને તું બ્હેન, ભામિની છું.

ભામિની—

હા બ્હેન.

કમળા—

અને આ બ્હેન દામિની છે. તે પણ મારા ભણી ચીંતાયુક્ત નયને જોઇ રહી છે. કોઈ પણ મને ધીક્કારતું નથી જણાતું. શું તમે મારી હાલત નથી પીછાની શકતાં?

માતાજી—

એ તારી કઠોર તપસ્યાનું ફળ છે.

**કમળા —**

ના, ના, આ તો મારા પાપનું, મારી દુર્વાસનાનું પરિણામ છે. હું આ હાલત વીસ વર્ષથી ભોગવી રહી છું. પણ મારા ગન્હાઓ સામું ન જોતાં શું તમે મને ક્ષમા કરો છો, સાથેજ શું તમે મારા અપરાધ ક્ષમા વડે ઢાંકો છો ?

**માતાજી —**

વત્સા ! જો કોઇએ અપરાધ કર્યો હોય તો તે મેં. હું તારી ક્ષમા માગું છું.

**કમળા —**

માતાજી ! તમને ખબર છે મેં શું શું કર્યું છે ?

**માતાજી —**

હા, ખબર છે. તેં અમને સર્વને અજ્ઞાન તિમિરમાંથી દિવ્ય પ્રકાશમાં આણ્યાં છે. અમારા કુભાવો વિદારી અમારામાં પ્રેમ–ભાવનો સંચાર કર્યો છે, સેવા ધર્મ અને શુદ્ધ ઉપાસનાની શિક્ષા આપી છે.

**કમળા—**

પણ હું આજથી વીસ વર્ષ પૂર્વે કુમારસિંહની સંગાથે આ પવિત્ર મંદિર છોડી નાસી ગઇ હતી. તમે વિસ્મીત થાઓ છો ? પણ એ વાત સાચી છે. તેણે કંઇક કાળ વિત્યા બાદ મુજ થકી પ્રેમ કરવો છોડી દીધો. જ્યારે તેના વ્યવહારથી હું છેક નિરાશ થઇ, જ્યારે મને લાગ્યું કે તેનો પ્રેમ મને કુપંથે દોરી રહ્યો હતો અને દુરાચાર માટેજ હતો ત્યારે મેં લજ્જા છોડી, સંકોચ, ભય છોડયો, વિવેકબુધ્ધિને સદાને માટે તિલાંજલી આપી. પછી સારાસારનો વિચાર

મેં ના કર્યો. ઉચિત અનુચિતનું ભાન વિસારે મુકયું. તે માર્ગનેજ મેં મારે માટે શ્રેયસ્કર માન્યો. નિર્ભય બની તેમાં ભ્રમણ કરવા લાગી. અનુતાપથી મારૂં હૃદય ચીરાતું હતું. પણ હું કંઇજ ન કરી શકી. સાચેજ મેં પાપને ય પતિત કરી નાંખ્યું. હવે જીવનની અંતિમ ઘડીએ છેલ્લી વારનાં દેવીનાં દર્શન કરવા આવી છું.

**માતાજી —**

( કમળાના મુખ પર હાથ ફેરવી )

વત્સા, તું આ કશું ના કહીશ. આ તારી કથા નથી. આ તો મૃત્યુ લોકની પાપ–કથા છે. તું તદ્દન નિર્દોષ છું. તું તપસ્વિની છું. તારૂં જીવન શુદ્ધ, નિર્મળ, પવિત્ર છે.

**કમળા —**

હવે મને આશ્ચર્ય નથી. હવે હું તમારી વાતોથી વિસ્મય પામતી નથી. તમારામાં દયા છે. તમારો સ્વભાવ અત્યંત નિર્મળ છે. તમને મારી કથામાં વિશ્વાસ નથી આવતો. હું ઇચ્છું કે તમે મને ધીક્કારો, મને દંડો પણ તમે તે નહિ કરો. તમે કહો છો હું તપસ્વિની છું. તેમાં સંશય શું છે ? પાપોનું વિષમ પરિણામ હું સહું છું. પશ્ચાતાપની આગે હું બળું છું. મને લગારે ય શાંતિ નથી. આ શું તપસ્યા નથી ? માતાજી ! આ મારી કઠોર તપસ્યા અંતકાળ સુધી રહેશે.

**માતાજી —**

વત્સે ! પશ્ચાતાપ ના કરીશ. તારા પાપનું પ્રાયશ્ચિત્ત આજ કાલ કરતાં વીસ વર્ષ પૂર્વે જ થઇ ગયું. ત્યારથી તું

દેવી છું. ત્યારથી તું અમારા પર દયા કરી સંસારના કલ્યાણ અર્થે સેવાવ્રત સ્વીકારી રહી છું. કમળા! તું નથી જાણતી કે ભગવતિ અન્નપૂર્ણાની તું જ અનન્ય ઉપાસિકા છું. તેથીજ દેવી નિજ કાર્ય-ભાર તને સોંપી ગઇ હતી. આજ કેવળ તારી જ ભક્તિથી, તારા જ પુણ્ય પ્રતાપથી દેવી પધાર્યાં.

**કમળા:—**

ત્યારે તમે નથી માનતાં કે મંદિર ત્યાગ્યા બાદ મેં અનેક પાપ કર્યાં ?

**માતાજી—**

ક્ષણવાર પણ તેં મંદિર નથી છોડયું. તું આજ વીશ વર્ષથી આ મંદિરની ઉપાસિકા બની સેવા કરૂં છું. મેં તને ઉપાસના અને પરિચર્યા વખતે હંમેશાં નિમગ્ન જોઇ છે. હું ભારપૂર્વક જણાવું છું કે તારા સમાન પવિત્ર જીવન અહીં કોઇનું ય નથી. તું સર્વથા નિષ્પાપ છું મંદિરના ઉમરા બહાર તેં કદી પગ મૂકયો નથી.

**કમળા—**

કદી ય શું હું મંદિર બહાર નથી ગઈ? હું કંઇ નથી સમજી શકતી. જુઓ હું મૃત્યુ-શય્યા પર પડી છું. આ મારો અંતિમ કાળ છે. હું તમને પ્રાર્થના કરૂં છું, તમે સાચું કહો. તમે શું જાણી જોઈને દયા ભાવથી મને એવું કહો છો જેથી મૃત્યુ વખતે મારા જીવને કષ્ટ ન થાય?

અથવા તમે શું મને આવી કંગાળ હાલતમાં દેખી ક્ષમા કરી રહ્યાં છો ?

## માતાજી—

વત્સે ! હું ! તને શું ક્ષમા કરૂં. તું સ્વયં નિર્દોષ છું. હું સત્ય કહું છું કે તારૂં જીવન અત્યંત પવિત્ર છે. તેં કાંઇ પાપ નથી કર્યું. સદા મેં તને મંદિરમાંજ જોઇ છે.

## કમળા—

માતાજી ! હું મંદિરમાં છું. હું સમજું છું કે હું સ્વપ્ન નથી જોતી. મારી સાન ઠેકાણે છે. અને એટલા માટેજ હું તમને ફરીથી પૂછું છું. કૃપા કરી તમે મને સાચો ઉત્તર દો. શું તમને યાદ નથી કે આજ વીસ વર્ષ પહેલાં મંદિરનું દ્વાર ખુલ્લું હતું, હું ચાલી ગઇ હતી, અને મારાં આ પરિધાન અને અવગુંઠન દેવીના સિંહાસન નીચે પડયાં હતાં ? તે દિવસનું શું તમને સ્હેજ પણ સ્મરણ નથી ? આ બધા દૃશ્યની તમને લગારે ય માહિતી નથી શું ? માતાજી, ખૂબ વિચાર કરી મને ઉત્તર આપજો.

## માતાજી—

વત્સે ! તેમાં લેશ માત્ર સંદેહ નથી કે તું તે જ દિનનું સ્મરણ તાજું કરી આટલી મૂઢ બની ગઇ છું. તેમાં કંઇ આશ્ચર્ય નથી. તે દિવસે અમારો સર્વની પણ આવીજ દશા હતી. દેવી અન્નપૂર્ણા અમ સર્વને ત્યજી સીધાવી ગઈ હતી, પરંતુ જતા પહેલાં પોતાનાં વસ્ત્ર અને અલંકારથી સજ્જિત કરી, ત્હને જ નિજ કાર્ય–ભાર સોંપતી ગઇ હતી. બીજે દિવસે

અમે ઉતાવળીયાં, દેવીનો મહિમા સમજ્યા વગર તને દંડ દેવા કારાગ્રહમાં લઇ ગયાં. પણ તરો પ્રવેશ થતાંજ કારાગ્રહનું ગાઢ તિમિર દુર થયું, ત્યાં દિવ્ય પ્રકાશ પથરાયો, ગાંધર્વગણ તારી સ્તુતિ ગાવા લાગ્યું અને તારા ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ. તે પુણ્ય દિવસ સહુ કોઇને જીવનભર યાદ રહેશે. તે દિવસથી દેવીનું સ્થાન તને પ્રાપ્ત થયું છે.

**કુમળા—**

અને મારૂં સ્થાન કોણે સભાળ્યું !

**માતાજી—**

કોઈએ નહિ, તું ખુદ અહીં હાજર હતી અને તારૂં કામ કર્યે જતી હતી.

**કુમળા—**

હું અહીં હતી ? રાત દિવસ તમારી સંગાથે રહેતી હતી ? તમે સહુ મને દેખતાં હતાં, મારો સ્પર્શ કરતાં હતાં ? માતાજી ! સાચેજ શું તમે મને પ્રતિદિન અહીં દેખતાં હતાં?

**માતાજી—**

બ્હેન, વિશ્વાસ રાખો, તને સદા અમે અહીંજ દેખતાં હતાં.

**કુમળા—**

હું નથી જાણુતી, કાંઈ નથી સમજતી.

( દેવી ભણી જોઇને )

દેવી ! હું તમને પૂછવાની ધૃષ્ટતા કરૂં છું, કે આ બધું બન્યું કેમ? તમે મારી વેદના પામી ગયાં ? હું

સમજતી હતી, હું કંઈ ન હતી સમજતી. મારા દુઃખી દિવસોમાં હું કહ્યા કરતી કે મને થતી વેદના જો તમે જાણુશો તો અવશ્ય મને ક્ષમા આપશો. કોઈ કાળમાં લોકો પાપી જનોને પડતાં દુખો માટે સહાનુભૂતિ ન હતા દર્શાવતા તેમને ધીકકારતા હતા, તેમને દંડતા હતા. પણ આજ પ્રેમનો વિજય દિવસ છે. સર્વત્ર દયાભાવ, શાંતિ પથરાયાં છે. માતાજી, મારી બ્હેન પરિચારિકાઓ, હુ કહું કે—પણ હવે બોલવાની શક્તિ ઓછી થતી જાય છે, મારી આંખે અંધારા આવે છે, કંઠ રૂંધાય છે. હવે હું જાઉં છું. આ સંસારમાં હુ જ્યાં સુધી હતી, ત્યાં સુધી ન જાણી શકી કે અહીં મનુષ્યોમાં આટલો ઘૃણાભાવ કેમ છે? જ્યાં જાઉં છું ત્યાં જોઇશ કે પ્રેમ અને દયાનું આટલું પ્રાધાન્ય કેમ છે. હવે.......હું........ જાઉં........આઉં........છું........મા........!

( કમળાનું કૈલાસ ગમન. )

માતાજી—

તે અનંત નિંદ્રા વશ થઇ!

સુકેશી—

દેવીની સોડમાં તે સદાને માટે લપાઇ ગઈ.

## સમાપ્ત.